# હિંદુસ્તાનની ભૂગોળ.

Geography of India

( ચોથા ધોરણના વિદ્યાર્થી માટે )

છપાવી પ્રસિદ્ધ કરનાર,

માણેકલાલ કેશવલાલ.

આવૃત્તિ અગિયારમી.





અમદાવાદ

વિજય પ્રવર્તક પ્રેસ.

સંવત ૧૯૫૭. સન ૧૯૦૧.

કીંમત એક આનો.

# હિંદુસ્તાનની ભૂગોળ.

## પ્રકરણ ૧ લું.

### સામાન્ય વર્ણન.

હદ.

**ઉત્તરે**—હિમાલય પર્વત ને તેની પેલીમેર ટિબેટ, તથા કારાકોરમ પર્વત ને હિંદુકુશ પર્વતની પેલીમેર તાતાર. **પશ્ચિમે**—સુલેમાન પર્વતની પેલીમેર અફગાનીસ્તાન અને હાલા પર્વતની પેલીમેર બલૂચિસ્તાન. **નૈઋત્યમાં** અરબી સમુદ્ર. **દક્ષિણે**—હિંદી મહાસાગર અને અગ્નિકોણમાં હિંદી મહાસાગર ને બંગાળી સમુદ્ર. **પુર્વે**—બંગાળી ઉપસાગર, આરાકાનના ડુંગર ને બ્રહ્મદેશ છે.

**વિસ્તાર**—કાશ્મીરથી કન્યાકુમારિ સૂધી ૧૯૦૦ મૈલ લંબાઇ, સિંધથી આસામ સૂધી ૧૮૦૦ મૈલ પહોળાઇ છે, ને ૧૫૮૩૨૭૬ ચોરસ મૈલ ક્ષેત્રફળ છે.

**વસ્તી**—૨૮,૬૦,૦૦,૦૦૦ માણસની છે.

**સ્વભાવિક ભાગ**—૧ હિંદુસ્તાન. ૨ દક્ષિણ. એ બેની વચ્ચે વિંધ્યાચળ પર્વત આવેલો છે.

**હિંદુસ્તાનના ૭ સ્વભાવિક ભાગ.**

**૧ હિમાલયની તળેટીનો ઢળતો પ્રદેશ**—એ હિમાલય ને

શિવાલિકની વચ્ચે છે, તેમાં કાશ્મીર, નેપાળ, ભૂતાન, સિક્કિમ વગેરે દેશી રાજ્યો છે.

**૨ સિંધુ નદીનો પ્રદેશ**—તેમાં પંજાબ, તથા સિંધ દેશ છે. અને સિંધુ નદી તથા તેને મળનારી પાંચ મોટી નદીઓ છે.

**૩ રેતીનું રણ**—એમાં જેસલમીર, મારવાડ, વગેરે અરવલ્લીની પશ્ચિમનાં રજપૂત સંસ્થાનો છે.

**૪ મધ્યહિંદુસ્તાન અને રજપૂતસ્થાનનો ઊંચો પ્રદેશ**–એમાં માળવા, બુંદેલખંડ, ઉદેપુર, અજમેર, જેપુર, ભરતપુર, ભોપાળ, રેવા, ઇંદુર, ગ્વાલિયર, વગેરે દેશીરાજ્યો આવેલાં છે.

**૫ ગંગાનો પ્રદેશ**–એમાં વાવ્યપ્રાંત, અયોધ્યા ને બંગાળા છે.

**૬ બ્રહ્મપુત્રાનો પ્રદેશ**—એમાં આશામનો મુલક આવેલો છે.

## દક્ષિણના ચાર સ્વભાવિક ભાગ.

**૧ નર્મદાનો પ્રદેશ**—એ વિંધ્યાચળ અને સાતપુડાની વચ્ચેછે.

**૨ શુદ્ધ દક્ષિણ**—એ સાતપુડાની દક્ષિણે, અને પૂર્વ તથા પશ્ચિમઘાટ ને નીલગિરિની વચ્ચે છે.

**૩ પશ્ચિમકાંઠાનો નીચાણનો પ્રદેશ**—એ સંહ્યાદ્રિ પર્વતની પશ્ચિમનો ભાગ છે. તેમાં મલબાર ને કોકણપટ્ટી છે.

**૪ પૂર્વકાંઠાનો નીચાણનો પ્રદેશ**—એ પૂર્વઘાટ અને સમુદ્રની વચ્ચે છે. તેમાં ઉત્તરસરકાર, અને કોરોમંડળ કાંઠાનો પ્રદેશ છે.

**દ્વીપો**—સિંહલદ્વીપ. (લંકા), લક્ષદ્વીપ, માલદ્વીપ, આંદામન ( કાળા પાણીએ મોકલવાની જગા છે ), નિકોબાર, રામેશ્વર, મુંબાઈ, સાષ્ટી, દીવ વગેરે.

**પર્વતો**—હિમાલય, શિવાલિક, વિંધ્યાચળ, સાતપૂડા સંહ્યાદ્રિ (પશ્ચિમઘાટ), નીલગિરિ, પાલની, પૂર્વઘાટ ખાસ્યા. કારાકોરમ, હિંદુકુશ, સુલેમાન, હાલા, અરવલ્લી ને આબુ.

**હિમાલયનાં શિખરો**—એવરેસ્ટ (ગૌરીશંકર), ધવલગિરિ, કોચીનગંગા, ચમલારી, જન્મોત્રી ને ગંગોત્રી.

## નદીઓ.

**અરબી સમુદ્રને મળનારી**—સિંધુ ને ભાદર.

**કચ્છના રણમાં જનારી**—લૂણી બનાસ, સરસ્વતી વગેરે.

**ખંભાતના અખાતને મળનારી**—સાબરમતી, મહી, નર્મદા, તાપી વગેરે.

**બંગાળી ઉપસાગરને મળનારી**—કાવેરી,કૃષ્ણા, ગોદાવરી, મહાનદી, બ્રાહ્મણી, ગંગા હુગલી, બ્રહ્મપુત્રા વગેરે.

**સિંધુને મળનારી**—કાબુલ, જેલમ, ચિનાબ, રાવી, બીઆ ને સતલજ.

**કૃષ્ણાને મળનારી**—વારણા, ભીમા, તુંગભદ્રા ને મુશી વગેરે.

**ગોદાવરીને મળનારી**—પ્રાણહીતા, (પેનગંગા, વરધા, વેનગંગા, એકઠી થયેલી.) ને મંજીરા.

**ગંગાને મળનારી**—રામગંગા, જમના, ગોમતી, ગોગરા, શોણ, ગંડકી ને કુશી.

**જમનાને મળનારી**—ચંબલ, સિંધ ને બતવા.

## નદીઓ વિશે હકીકત.

**સિંધુ નદી**—એ હિમાલયમાં આવેલા કૈલાસ પર્વતની પાસેથી નીકળી કાશ્મીર, પંજાબ ને સિંધમાં વહી અરબી સમુદ્રને મળે છે. એને કાંઠે લાડક, અટક, કલાબાગ, દેરાઇસ્માઇલખાન, દેરાગાઝીખાન

મિથનકોટ, સક્કર, હૈદરાબાદ, ઠઠ્ઠા, કરાંચી. વગેરે શહેરો છે.

**ગંગા નદી**—એ હિમાલયના ગંગોત્રી શિખરમાંથી નીકળી વાવ્યપ્રાંત, બહાર ને બંગાળામાં વહી બંગાળી ઉપસાગરને મળે છે. એને કાંઠે બદ્રીનાથ, હરદ્વાર, ફતેહગઢ, કનોજ, કાનપુર, અલાહબાદ, મિરજાપુર, કાશી, ગાજીપુર, બકસર પટણા, મોંગીર, ભાગલપુર, ને રાજમહાલ. વગેરે શહેરો આવેલાં છે.

**બ્રહ્મપુત્રા નદી**—એ હિમાલયમાં આવેલા કૈલાસ પર્વતની પાસેથી નીકળી, ટિબેટ, આસામ ને બંગાળામાં વહી, બંગાળી ઉપસાગરને મળે છે. એને કાંઠે, તેજપુર, ગૌહત્તી ને ઢાકા છે.

**જમના નદી**—એ હિમાલયના જમ્નોત્રી શિખરમાંથી નીકળી વાવ્યપ્રાંતમાં વહી ગંગાને મળે છે. એને કાંઠે સ્થાનેશ્વર, દિલ્હી, મથુરાં, આગ્રા, ઇટાવા, કાલ્પી અને અલહાબાદ શહેરો આવેલાં છે.

**ગોદાવરી**—નાશિક પાસે સંહ્યાદ્રિ પર્વતમાંથી નીકળી મહારાષ્ટ્ર, નિઝામ, ને ઉત્તર સરકારના પ્રાંતમાં વહી બંગાળી સમુદ્રને મળે છે, એને કાંઠે, નાશિક, સિરોચા, રાજમહેંદ્રી, ને યાનાન છે.

**કૃષ્ણા**—મહાબળેશ્વર આગળ સંહ્યાદ્રી પર્વતમાંથી નીકળી મહારાષ્ટ્ર, નિઝામ, ઉત્તર સરકારના પ્રાંતમાં વહી બંગાળી સમુદ્રને મળે છે, એને કાંઠે સાંગલી, મિરજ, કુરંદવાડ, જમખંડી ને મછલીપટ્ટણ શહેરો છે.

**સતલજ**—હિમાલયમાં આવેલા કૈલાસ પર્વતમાંથી નીકળી પંજાબમાં વહી સિંધુને મળે છે. એને કાંઠે લુધ્યાના, ફિરોજપુર અને ભાવલપુર શહેર છે.

**મહાનદી**—એ બકસરના ડુંગરમાંથી નીકળી મધ્યપ્રાંત ને ઓઢિયામાં વહી બંગાળી ઉપસાગરને મળે છે. એને કાંઠે, સંબલપુર

કટક અને જગન્નાથપુરી શહેર છે.

**ગોગરા**—એ હિમાલયમાંથી નીકળી નેપાળ, અયોધ્યા, વાવ્ય-પ્રાંત ને બંગાળામાં વહી ગંગાને મળે છે. એને કાંઠે, અયોધ્યા શહેરછે.

**નર્મદા નદી**—એ અમરકંટકના ડુંગરમાંથી નીકળી, મધ્ય પ્રાંત, ભોપાળ અને હોલકરના રાજ્યમાં તથા ગુજરાતમાં વહી ખંભાતના અખાતને મળે છે. એને કાંઠે જબલપુર, નરસિંગપુર, હુશંગાબાદ નેમાડ, ચાણોદ અને ભરૂચ છે.

**તાપી**—સાતપુડા પર્વતમાંથી નીકળી મધ્ય પ્રાંત, ખાનદેશ ને ગુજરાતમાં વહી ખંભાતના અખાતને મળેછે, એને કાંઠે બુરાન-પુર, ભુશાવળ ને સુરત છે.

**કાવેરી**—કુર્ગ પ્રાંતમાં સંહ્યાદ્રિ પર્વતમાંથી નીકળી મહિસૂર, ને કર્ણાટક પ્રાંતમાં વહી બંગાળી સમુદ્રને મળેછે, એને કાંઠે મહિસૂર, શ્રીરંગપટ્ટણ ત્રીચિનાપલ્લિ ને તંજાવર છે.

**મહી**—માળવાના પહાડમાંથી નીકળી ગુજરાતમાં વહી ખં-ભાતના અખાતને મળેછે. એને કાંઠે લુણાવાડા ને ખંભાત છે.

**સાબરમતી**—મેવાડના ડુંગરમાંથી નીકળી ગુજરાતમાં વહી ખંભાતના અખાતને મળે છે. એને કાંઠે અમદાવાદ ને સાદ્રા છે.

**હિમાલય પર્વતમાંથી નીકળનારી નદીઓ**—સાંપુ, (બ્ર-હ્મપુત્રા) સતલજ, ગંગા, જમના સિંધુ, જેલમ, ચિનાબ, રાવી, બી-આસ, ગોગરા, રામી, ગંડકી, કુશી વગેરે.

**મધ્ય પ્રાંતના ડુંગરમાંથી**—મહાનદી, બ્રાહ્મણી, શોણ, ન-ર્મદા તાપી, પેનગંગા, વેનગંગા, વર્ધા, વગેરે.

**સંહ્યાદ્રીમાંથી**—ગોદાવરી, કૃષ્ણા,ભીમા,તુંગભદ્રા,કાવેરી,વગેરે

**દ્વીપકલ્પ**—હિંદુસ્તાન એજ મોટો દ્વીપકલ્પ છે ને કાઠિયાવાડનો.

**અખાત ને ઉપસાગર**—કચ્છનો, ખંભાતનો, મનારનો ને બાલાસોરનો અખાત અને બંગાળી ઉપસાગર.

**ભૂશિરો**—રાસમુરારી, જગતપોઈંટ, દીવ, કેપરામસ, કન્યાકુમારી ને પાલમૈરા ઇત્યાદિ.

**સામુદ્રધુની**—પાકની, ભરતખંડ ને સિંહલદ્વીપની વચ્ચે છે.

**સરોવર**—સાંભર, પુલીકાટ, કોલર, ચિલકા, રાવણહ્રદ ને માનસરોવર.

**હવા ખાવાની જગાઓ**—સિમલા, મરી (પંજાબમાં), દારજીલિંગ (સિક્કિમની દક્ષિણે) આબુ (અરવલ્લીની દક્ષિણે) માથેરાન, (મુંબાઈ પાસે)મહાબળેશ્વર (સતારા પાસે ઉતાકમંડ (નીલગીરીમાં) દીંદીગલ.

**દેશમાં આવવા જવાના માર્ગ.**

ખૈબરઘાટ, બોલનઘાટ, ને હિમાલયમાં આવેલા કેટલાક પહાડી રસ્તાઓ.

**બંદરો.**

**પશ્ચિમ કાંઠાનાં**—કરાંચી, માંડવી, પોરબંદર, દીવ, ભાવનગર, ખંભાત, ભરૂચ, સુરત, દમણ, વલસાડ, મુંબાઈ, રત્નાગિરિ, વિજયદુર્ગ, ગોવા, કારવાડ, હોનાવર, મેંગલૂર, કાનાનૂર, તેલીચરી, માહી, કાલીકટ, કોચીન ને ત્રિવેંદ્રમ.

**પૂર્વકાંઠાનાં**—ચિતાગોંગ, ધાકા, મતલાહ, કલકત્તા, કટક, જગન્નાથપુરી, ગંજામ, વિશાગાપટ્ટણ, રાજમહેંદ્રી, કોકણદ, મછલીપટ્ટણ, નેલૂર, મદ્રાસ, પાંડીચરી, કારીકલ, નાગપટ્ટણ, ને તુતીકોરીન.

**જાત્રાનાં ઠેકાણાં.**

**હિંદુનાં**—બદ્રીનાથ, હરિદ્વાર, ગોકુળ, મથુરાં શ્રીનાથજી (નાથદ્વાર), પ્રયાગ, કાશી, ગયા, જગન્નાથપુરી, રામેશ્વર, પંઢરપુર,

નાશિક, દ્વારિકા, સોમનાથ, ડાકોર, અંબાજી, ને બહુચરાજી.

**જૈનનાં**—પાલીતાણા, ગીરનાર, આબુ ને પારસનાથ.

**શિખ લોકનું**—અમૃતસર. [ ( બંગાળામાં. )

**પારસીનું**—ઉદવાડા.

**મુસલમાનનું**—ખાજાપીર ( અજમેરમાં. )

---

**છાવણીઓ**—મુંબઇ, પુના, અમદાવાદ, વડોદરા, મદ્રાસ, સિકંદરાબાદ ( હૈદ્રાબાદ પાસે, ) કામ્પટી ( નાગપુર પાસે ) મહુ ( ઇંદોરની દક્ષિણે ), નીમચ, નશીરાબાદ, મોરાર, ( ગ્વાલિયર પાસે ) પ્રયાગ' મીરત, લાહોર, કલકત્તા, બરાખપુર, વગેરે.

## મુખ્ય દેશીરાજ્યો.

અંગ્રેજ સરકારની હકુમત નીચેનાં.

**મરેઠા રાજ્ય**—વડોદરામાં ગાયકવાડનું, ગ્વાલિયરમાં સિંધિયાનું, ઇંદોરમાં હોલકરનું. એ સિવાય ત્રાવણકોર, કોલાપુર, સાવંતવાડી ને કોચીન, ઈ.

**મુસલમાની રાજ્ય**—નિજામ હૈદરાબાદ, ભોપાળ, ટોંક ખૈરપુર, ભાવલપુર, ને ખંભાત વગેરે.

**રજપૂત રાજ્યો**—ઉદેપુર, જોધપુર, વગેરે પંદર રજપૂત સંસ્થાનોમાંનાં, કાશ્મીર, ને મહિસૂર વગેરે.

**શીખ લોકનાં રાજ્ય**—પંત્યાલા, ઝીંદ, નભા, કપરથલા, ફેરીદકોટ ઈ.

---

**સ્વતંત્ર દેશીરાજ્યો**—નેપાળ, ભૂતાન ઈ૦.

---

**પરદેશી સ્વતંત્ર રાજ્યો**—પાર્ટુગીઝ, અને ફ્રેન્ચનાં સંસ્થાન

## રાજકીય ભાગ.

| ભાગ. | અંગ્રેજી અધિકારી. | શહેર. |
| --- | --- | --- |
| ૧ મુંબઈ ઇલાકો. | ગવર્નર. | મુંબઇ, અમદાવાદ, પુના, વડોદરા, સુરત, હૈદ્રાબાદ, ભૂજ, ઇ. |
| ૨ મદ્રાસ ઇલાકો. | ગવર્નર. | મદ્રાસ, મછલીપટ્ટણ, રાજમહેંદ્રી, આર્કોટ ઇ૦. |
| ૩ મહિસુર ને કુર્ગ. | કમીશનર. | મહિસુર, શ્રીરંગપટ્ટણ, બેંગલુરઇ. |
| ૪ વરાડ સહિત હૈદ્રાબાદ. | રેસીડેંટ. | હૈદરાબાદ, ઔરંગાબાદ, બેદર ઇ. |
| ૫ મધ્યપ્રાંત. | કમીશનર. | નાગપુર, જબલપુર, રાયપુર. ઇ. |
| ૬ મધ્યહિંદ એજન્સી. | ગવર્નર જનરલનો એજન્ટ. | ગ્વાલિયર, ઇંદોર, ભોપાળ, રેવા ઇત્યાદિ. |
| ૭ રજપૂત સંસ્થાન. | „ | ઉદેપુર, જોધપુર, જેપુર, ઇ. |
| ૮ પંજાબ. | લેફ્ટેનેન્ટ. ગવરનર. | લાહોર, મુલતાન, અમૃતસર, દિલ્લી ઇ. |
| ૯ વાવ્યપ્રાંત. | „ | અલહાબાદ, આગ્રા, મથુરા, ઇ. |
| ૧૦ અયોધ્યા.. | કમીશનર. | લખનોર, ફૈજાબાદ, અયોધ્યા. |
| ૧૧ બંગાળા ઇલાકો. | લેફ્ટેનેન્ટ. ગવર્નર. | કલકત્તા, ઢાકા, મુર્શીદાબાદ, પટ્ટણા ઇ. |
| ૧૨ આશામ, | કમીશનર. | ગૌહત્તી. |
| ૧૩ સ્વતંત્ર પહાડી રાજ્ય. | „ | ખટમંડુ, તાસીટયુદન ઇ. |
| ૧૪ પોર્ટુગીઝ ને ફ્રેંચ—(સ્વતંત્ર) સંસ્થાન. | | ગોવા. પાંડીચેરી ઇ. |

# પ્રકરણ ૨ જું.

## પ્રાંતવાર વર્ણન.

### ૧ મુંબઇ ઇલાકો.

**હદ**—વાવ્ય, ઉત્તર ને ઇશાને બલુચિસ્તાન, પંજાબ ને રજપૂતસ્થાન, પૂર્વે ને અગ્નિકોણમાં માળવા, મધ્યપ્રાંતો ને નિઝામનું રાજ્ય, દક્ષિણે મદ્રાસ ઇલાકો ને મહિસુર; પશ્ચિમે તથા નૈઋત્યે અરબી સમુદ્ર.

**ભાગ**—સિંધ, કચ્છ, ગુજરાત, મહારાષ્ટ્ર, (દક્ષિણ ને કોકણ) ને દક્ષિણ મહાષ્ટ્ર.

**પર્વતો**—હાલા, ગિરનાર, ગિરિ, શેત્રુંજો, પાવાગઢ, સાતપુડા, ને સંહ્યાદ્રી.

**નદીઓ**—સિંધુ, બનાસ, ભાદર, શેત્રુંજી સાબરમતી, મહી. નર્મદા, તાપી, ગોદાવરી, કૃષ્ણા, તુંગભદ્રા અને વર્ધા વગેરે.

**સમુદ્ર**—અરબી. **અખાત**—કચ્છનો ને ખંભાતનો.

**ભુશિરો**—રાસમુરારી, જગતપાંઇટ, દીવ ને કેપરામાસ.

**દ્વીપકલ્પ**—કાઠીઆવાડ.

**હવા ખાવાની જગાઓ**—માથેરાન, મહાબળેશ્વરને આબુ.

**દેશી રાજ્ય**—ખૈરપુર, કચ્છ, ( ભૂજ ) ગાયકવાડ ( વડોદરા ) ખંભાત, જુનાગઢ, નવાનગર, ભાવનગર, ધ્રાંગધ્રા, પાલણપુર, ઇડર, નાંદોદ, દેવગઢબારીઆ, લૂણાવાડા, વાંસદા, જવાર, જંજીરા, સાવંતવાડી, ભોર, અકલકોટ, કોહલાપુર, સાંગલી ને સાવનુર વગેરે.

### શહેરો.

**મુંબઇ**—એ આ ઇલાકાની રાજધાનીનું શહેર છે, એમાં ગવર્નર

રહેછે, ને એ મોટામાં મોટું બંદર છે.

**પુના**—મહારાષ્ટ્ર પ્રાંતની રાજધાની, મૂળામુઠા નદી ઉપર, અસલ પેશ્વાની રાજધાની હતું.

**અમદાવાદ**—એ ગુજરાતની રાજધાની, સાબરમતીના કાંઠા ઉપર છે.

**હૈદરાબાદ**—સિંધુનદી ઉપર સિંધપ્રાંતનું મુખ્ય શહેર છે.

**કરાંચી**—સિંધપ્રાંતમાં મોટામાં મોટું બંદર છે.

**ભુજ**—કચ્છપ્રાંતની રાજધાનીનું શહેર છે.

**વડોદરા**—એ ગાયકવાડ સરકારની રાજધાની, વિશ્વામિત્રી, નદી ઉપર છે.

**રાજકોટ**—આજીનદી ઉપર, એમાં રાજકુમાર કોલેજ છે. તથા પોલીટીકલ એજન્ટ રહે છે.

**સતારા**—એ અસલ મરેઠાની રાજધાનીનું શહેર હતું.

**કારવાડ**—એ મુંબઇ અને કરાંચીથી ઉતરતું ત્રીજા નંબરનું મોટું બંદર છે.

**બીજાં શહેર**—શિકારપુર, ઠઠ્ઠા, ઉમરકોટ, કોટ્રી, નડીઆદ, ડીસા, ઇડર, નાંદોદ, અહમદનગર સોલાપુર, ને બેલગામ છે.

---

**બંદરો—કરાંચી**, માંડવી, પોરબંદર, દીવ, જાફરાબાદ, ઘોઘા, ભાવનગર, ખંભાત, ભરૂચ, સુરત, વલસાડ, દમણ, **મુંબાઇ**, રત્નાગિરિ, ગોવા, કારવાડ, ને હાનોવર.

**જાત્રાનાં ઠેકાણાં**—દ્વારકાં, સોમનાથ, ડાકોર, અંબાજી, નાશિક, પંઢરપુર, સિદ્ધપુર, બહુચરાજી, શામળાજી, પાલીટાણા, ઉદવાડા વગેરે.

**વિશેષ હકીકત**—કચ્છના અખાતમાંથી મોતી નીકળે છે. ( નવાનગર પાસે ).

---

## ૨ મદ્રાસ ઇલાકો.

**હદ**—ઉત્તરે મુંબઈ ઇલાકો, નિઝામનું રાજ્ય ને બંગાળાનો ઓઢીઆ પ્રાંત, પૂર્વે બંગાળી સમુદ્ર, દક્ષિણે મનારનો અખાત, પશ્ચિમે અરબી સમુદ્ર.

**ભાગ**—ઉત્તર સરકાર, કર્ણાટક ને મલબાર.

**પર્વત**—પૂર્વઘાટ, પશ્ચિમઘાટ, નીલગિરિ ને પાલની.

**નદીઓ**—ગોદાવરી, કૃષ્ણા, પનેર, પલાર, પન્નાર ને કાવેરી.

**સમુદ્ર**—અરબી સમુદ્ર, બંગાળી સમુદ્ર ને હિંદી મહાસાગર.

**અખાત**—મનારનો. **ભૂશિર**—કન્યાકુમારી.

**સામુદ્રધુનિ**—પાકની, બંગાળી સમુદ્રને મનારના અખાતને જોડેછે.

**સરોવર**—ચિલકા, કોલર, પુલીકાટ.

**હવા ખાવાની જગા**—ઉતાકમંડ ને દીંદીગલ.

**દેશી રાજ્યો**—ત્રાવણકોર ( ત્રીવેંદ્રમ ) ને કોચીન.

### શહેરો.

**મદ્રાસ**—એ આ ઇલાકાની રાજધાનીનું મુખ્ય શહેર છે તેમાં ગવર્નર રહે છે. ને મોટામાં મોટું બંદર છે.

**અર્કાટ**—એ કર્ણાટક પ્રાંતની રાજધાનીનું શહેર છે.

**બેલ્લારી**—રૂના વેપારનું મથક છે.

**કર્નુલ**—એ તુંગભદ્રાના કાંઠા ઉપર શહેર છે.

**બીજાં શહેર**—રાજમહેંદ્રી, ત્રિચિનોપોલી, કાંજેવરમ, કડપા, સેલમ, મધુરા, કોઈમ્બતુર, તંજાવર, વેલુર, ગંતુર, ગંજામ. ઇ.

### બંદરો.

**મલબાર કાંઠો**—મેંગલૂર, કનાનુર, તેલેચરી, કાલીકટ, કોચીન.

**કોરોમંડલ કાંઠે**—વિશાગાપટ્ટણ, કોકણુદ, મછલીપટ્ટણ, મદ્રાસ, નેગાપટ્ટણ ને ત્રુતીકોરીન.

---

**જાત્રાનાં ઠેકાણાં**—રામેશ્વર.

**વિશેષ હકીકત**—કારોમંડલ કાંઠા ઉપર ને મનારના અખાતમાં મોતી પાકે છે.

---

## ૩ મ્હૈસૂર ને કુર્ગનાં સંસ્થાન.

**હદ**—એની ચારે બાજુએ મદ્રાસ ઇલાકો વિંટળાએલો છે.

**ભાગ**—મહિસૂર ને કુર્ગ.

**પર્વત**—પૂર્વઘાટ, નીલગિરિ, ને નંદીદુર્ગ.

**નદીઓ**—કાવેરી ને તુંગભદ્રા.

### શહેર.

**મસુિહુર**—એ રાજધાનીનું શહેર છે.

**શ્રીરંગપટ્ટણ**—એ કાવેરી નદીના બેટમાં ટીપુ સુલતાનની રાજધાનીનું શહેર છે.

**બેંગલુર**—એમાં કમીશનર રહે છે.

**મર્કરા**—એ કુર્ગ પ્રાંતની રાજધાનીનું શહેર છે.

**વિશેષ હકીકત**—ત્યાંના જંગલમાં બુંદદાણા, એલચી, સોપારી તથા તેજાના પુષ્કળ થાય છે, તથા ત્યાંના જંગલોમાં હાથી છે. કુર્ગ પ્રાંત સને ૧૮૩૪ માં અંગ્રેજ સરકારે ખાલસા કરેલો છે.

---

## ૪ હૈદ્રાબાદ ને વરાડ.

**હદ**—ઉત્તર અને ઇશાન કોણમાં મધ્યપ્રાંતો. પૂર્વ અને દક્ષિણે મદ્રાસ ઇલાકો, પશ્ચિમે મુંબઇ ઇલાકાનો કેટલોક ભાગ છે.

**પર્વત**—સાતપુડા.

**નદીઓ**—તાપી, પેનગંગા, ગોદાવરી, મંજીરા, મુશી, ભીમા, કૃષ્ણા ને તુંગભદ્રા.

**સરોવર**—લૂનાર એ વરાડ પ્રાંતમાં છે, એનું પાણી ખારૂં છે.

### શહેરો.

**હૈદરાબાદ**—એ મુશી નદી ઉપર નિજામની રાજધાનીનું શહેર છે.

**વેરૂળ** (ઇલોરા)—પર્વતમાં કોતરી કાઢેલી ગુફાને માટે પ્રખ્યાત છે.

**જાલના**—એમાં રેશમી કાપડ સારૂં થાય છે.

**બેદર**—મંજીરાના કાંઠા ઉપર છે, એમાં પીતળનાં વાસણપર રૂપેરી કામ સારૂં થાય છે.

**વરંગુળ**—એ પહેલાં તેલંગણ પ્રાંતનું મુખ્ય શહેર હતું.

**સિકંદરાબાદ**—એમાં લશ્કરી છાવણી છે.

**રૈચુર**—ભીમા નદીના કાંઠા ઉપર શહેર છે.

**ઉમરાવતી**—એ વરાડ પ્રાંતમાં રૂના વેપારનું મથક છે.

**ઇલીચપુર**—તાપી નદીના મુળ પાસે શહેર છે.

**બીજાં શહેર**—ઔરંગાબાદ, ગોવળકોંડા, દોલતાબાદ, ( દેવગઢ ). પૈઠણ, આકોલા, કોરીંગા, સીઆગામ ને ગુલબર્ગ.

**બીજી હકીકત**—વર્ધાનદી પાસેના પ્રદેશમાં કોયલાની ખાણો છે, સન ૧૮૫૩ થી વરાડ પ્રાંત અંગ્રેજ સરકારને મળ્યો છે.

## ૫ મધ્ય પ્રાંત.

**હદ**—ઉત્તરે બુંદેલખંડ ને વાવ્ય પ્રાંત, પશ્ચિમે ભોપાળ, ઇંદુર ને બીજાં દેશી રાજ્ય તથા ખાનદેશ; દક્ષિણે હૈદરાબાદ ને વરાડ. પૂર્વે મદ્રાસ ઇલાકો ને બંગાળા પ્રાંત.

**ભાગ**—સાગર ને દમોહનો મુલક, નર્મદાનો પ્રદેશ, સાતપુડાનો ઉંચો મુલક, ને નાગપુર છતીંશગઢ સંબલપુર વગેરેનો વિસ્તીર્ણ પ્રદેશ.

**પર્વતો**—વિંધ્યાચળ, સાતપુડા, ને અમરકંટક.

**નદીઓ**—નર્મદા, તાપી, મહાનદી, ને પ્રાણહિતા.

### શહેરો.

**નાગપૂર**—એ રાજધાનીનું શહેર છે, એમાં કમીશનર રહે છે.

**કામ્પટી**—એમાં છાવણી છે.

**જબલપુર**—નર્મદાના કાંઠા ઉપર છે, તેમાં તંબુ ને ઘઉં સારા બનેછે.

**ચંદા**—એ અસલ ગોંડ લોકોની રાજધાની હતી.

**બરાનપુર**—તાપીને કાંઠે મુસલમાનની વસ્તીનું શહેર છે ને ત્યાંનાં શેલાં ને સાલ્લા વખણાય છે.

**હિંગણઘાટ**—એ રૂના વેપારનું મથક છે.

**ભંડેરા**—એમાં ભરતકામ સારૂં થાય છે.

**બીજાં શહેર**—સાગર, રાયપુર, વિલાસપુર, આશિરગઢ, હુશંગાબાદ, નરશીંગપુર, વર્ધા, સંબલપુર, ઇ.

---

### ૬ મધ્યહિંદ એજન્સી ( મુખ્ય બે ભાગ છે. )

**૧ ગ્વાલિયર કે પ્રાચીન માળવાનો**—એની ઉત્તરે વાવ્યપ્રાંત. પશ્ચિમે રજપૂત સંસ્થાન. દક્ષિણે ખાનદેશ ને મધ્યપ્રાંત. પૂર્વે વાવ્ય પ્રાંતની સાંકડી પટી તથા મધ્યપ્રાંત છે.

**૨ બુંદેલખંડ ને રેવા**—એની પશ્ચિમે તથા ઉત્તરે વાવ્યપ્રાંત, પૂર્વે બંગાળા, દક્ષિણે મધ્યપ્રાંતો આવેલા છે.

**પર્વત**—વિંધ્યાચળ ને કૈમુરના ડુંગરા.

**નદીઓ**—ચંબલ, સિંધ, બતવા, શોણ ને નર્મદા.

**મુખ્ય સંસ્થાન**—સિંધીઆ, હોલકર, ભોપાળ અને રેવાનાં.

**શહેરો.**

**ગ્વાલિયર**—એ સિંધીઆની રાજધાનીનું શહેર છે.

**ઇંદોર**—એ હોલકરની રાજધાનીનું શહેર છે.

**ભોપાળ**—એ મુસલમાની રાજ, બેગમના તાબામાં છે.

**રેવા**—એ રજપૂત રાજાની રાજધાનીનું શહેર છે.

**ઉજ્જન**—એ ક્ષીપ્રા નદીને કાંઠે અસલ વિક્રમની રાજધાનીનું શહેર હતું.

**રતલામ**—એ માળવામાં અફીણના વેપારને માટે પ્રખ્યાત છે.

**ચંદેરી**—પાઘડી તથા શેલાં સારાં થાય છે.

**અર્ચ્છ, તેહેરી, પન્ના**—એમાં હીરાની ખાણો છે.

**મહુ, નિમચ ને મોરાર**—એમાં લશ્કરી છાવણીઓ છે.

---

## ૭ રજપૂત સંસ્થાન.

**હદ**—ઉત્તરે સતલજ નદી. પશ્ચિમે સિંધ. દક્ષિણે ગુજરાત; પૂર્વે આગ્રા ને મધ્યહિંદ એજન્સી.

**પર્વત**—અરવલ્લી ને આબુ,

**નદીઓ**—લુણી, ચંબલ, બનાસ.

**સરોવર**—સાંભર, એનું પાણી ખારૂં છે.

**જાત્રાનાં ઠેકાણાં**—પુષ્કરજી (અજમેર પાસે) એમાં બ્રહ્માની મૂર્ત્તિ છે. નાથદ્વાર ( શ્રી નાથજી ) ને આબુ ( જૈનનું. )

**રણ**—જેસલમીર ને મારવાડનું.

## સંસ્થાનો ને શહેરો.

**અજમેરના**—અંગ્રેજી મુલકની આસપાસ આવેલાં છે તે નીચે મુજબ—

**રજપૂતોનાં**—૧ મેવાડ (ઉદેપુર), ૨ મારવાડ (જોધપુર), ૩ જેપુર, ૪ બુંદી, ૫ વિકાનેર, ૬ કોટા, ૭ કીરોલી, ૮ કીશનગઢ, ૯ જેસલમીર, ૧૦ અલવડ, ૧૧ શિરોહી, ૧૨ ડુંગરપુર, ૧૩ વાંસવાડા, ૧૪ પ્રતાપગઢ, ૧૫ ઝાલાવાડ.

**જાટલોકનાં**—૧૬ ભરતપુર, ૧૭ ધોળપુર.

**મુસલમાની**—૧૮ ટોંક.

## વિશેષ હકીકત.

**નશીરાબાદ**—એમાં લશ્કરી છાવણી છે.

**ઉદેપુર**—ત્યાંના સૂર્યવંશી રાણા ભરતખંડમાં મોટા મનાય છે.

**વિકાનેર**—ત્યાંની સાંઢણીઓ વખણાય છે.

**જેપુર**—એમાં સોના, રૂપા, અને તાંબાની ખાણો છે. ત્યાંનાં ઘરની બાંધણી વખાણાય છે.

**શીરોહી**—એમાં તરવારનાં પાનાં સારાં બને છે, એની પાસે આબુ ઉપર એજન્ટ રહે છે.

**જોધપુર**—આરસના પથરાને માટે વખણાય છે.

**ડુંગરપુર**—ત્યાંની મુર્તીઓ સારી થાય છે.

**પરચુરણ**—મારવાડમાં ઉંટ ને બળદ સારા થાય છે, ત્યાંથી ઘેટાં વગેરે પરદેશ ખાતે જાય છે, રણમાં ઉંટથી જમીન ખેડે છે ને તેમાં જંગલી ગધેડાં જોરાવર થાય છે, કોતરણીનું કામ તથા ઘણાં વરસ ચાલે તવી સારી કલાઇ થાય છે.

—*—

## ૮ પંજાબ.

**હદ**—ઉત્તરે હિંદુકુશ પર્વત, ને તાર્તરી. પશ્ચિમે સુલેમાન પર્વત ને અફગાનિસ્તાન. દક્ષિણે રજપૂતસંસ્થાન. પૂર્વે જમના નદી ને વાવ્ય પ્રાંતો.

**ભાગ**—૧ દિલ્હી જીલ્લો ૨ સિમલાનો પહાડી મુલક. ૩ જાલંધર અને કાંગડાનો મુલક. ૪ લાહોર, અમૃતસર, પેશાવર, ને મુલતાનની આસપાસનો મુલક. ૫ કાશ્મીર.

**પર્વતો**—હિમાલય, કારાકોરમ, શિવાલિક, મીઠાના ડુંગર, હિંદુકુશ ને સુલેમાન.

**નદીઓ**—સિંધુ (અટક), જેલમ, ચિનાબ, રાવિ, બીઆસ, સતલજ, જમના ને કાબુલ.

**દોઆબ**—સિંધસાગર, જેચ, (ચેજ) રેચના. બારી ને જાલંધર.

### શહેર.

**લાહોર**—એ આ પ્રાંતની રાજધાનીનું શહેર રાવિ નદીને કાંઠે છે તેમાં લેફટેનેન્ટ ગવરનર રહે છે.

**અમૃતસર**—શીખ લોકનું જાત્રાનું ઠેકાણું છે.

**પેશાવર**—એ સરહદ ઉપર છાવણી ને કિલ્લો છે.

**દિલ્લી**—એ મુસલમાન પાદસાહોના વખતમાં રાજધાનીનું શહેર, જમનાના કાંઠાપર છે.

**સિમલા**—હવા ખાવાનું ઠેકાણું છે. ત્યાં વરસનો ઘણો ભાગ ગવર્નર જનરલ રહે છે.

**અટક**—સિંધુના કાંઠા ઉપર કિલ્લો છે, ત્યાં સિંધુ નદીનો પાર છે.

**કલાબાગ**—સિંધુને કાંઠે છે. આગબોટો તથા વહાણો એ શહેર સુધી જઇ શકે છે.

**બીજાં શહેર**—મિથનકોટ, મુલતાન, જાલંધર, અંબાલા,

ફિરોજપુર, લુધ્યાના, રાવળપીંડી, દેરાઇસ્માઇલખાં, દેરાગાજીખાં, મરી, ૪.

## દેશીરાજ.

**કાશ્મીર**—એમાં કાસ્મીર, જામુ, લાડક, ને સ્કાર્ડો, શહેર છે,

**ભાવલપુર**—એમાં ભાવલપુર શહેર નવાબના તાબામાં છે.

**પત્યાળા**—ઝીંદ, નભા, કપરથલા, ફરીદકોટ, ને કલશીઆ એ શહેર શીખ લોકોનાં છે.

**બીજી હકીકત**— ચા. ફટકડી, સીંધવ ને મીઠાની ખાણો. ઉંચી જાતનું ઉન, શાલો, ઉનનું કાપડ, સુતરાઉ કાપડ,જરી કામ, સોના રૂપાની કારીગરી, કોતરણી તથા જવાહીરનું કામ સારૂં થાયછે.

---

## ૯ વાવ્ય પ્રાંત.

**હદ**—ઉત્તરે નેપાળ, અયોધ્યા ને હિમાલય, પશ્ચિમે પન્જાબ ને રજપૂત સંસ્થાન. દક્ષિણે મધ્યહિંદ એજન્સી ને મધ્યપ્રાંત પૂર્વે બંગાળા ઇલાકો.

**ભાગ**—૧ હિમાલયમાં આવેલો પ્રદેશ. ૨ ગંગા ને જમનાની ઉત્તરનો પ્રદેશ. ( રોહીલખંડ ) ૩ જમનાની દક્ષિણનો પ્રદેશ.

**પર્વતો**—હિમાલય, કમાઉન, ગઢવાલ ને શિવાલિક.

**નદીઓ**—જમના, ગંગા, ગોમતી, ગોગરા ને ચંબલ.

## શહેર.

**અલહાબાદ** ( પ્રયાગ )—એ આ પ્રાંતની રાજધાનીનું શહેર ગંગા જમનાના સંગમ ઉપર છે, તેમાં લેફટેનેન્ટ ગવરનર રહે છે.

**આગ્રા**—એ જમનાનદીની ઉપર મોગલ પાદશાહોની રાજધાનીનું શહેર છે.

**જાત્રાનાં ઠેકાણાં**—ગોકુળ, મથુરાં, કાશી ( બનારસ ) અલાહાબાદ ( પ્રયાગ ), બદ્રીનાથ, ને હરદ્વાર.

**બીજાં શહેર**—ફતેહપુર, કાનપુર. કાલ્પી, ઇટાવા, મિરઝાપુર ગાઝીપુર, કનોજ, બરેલી, શાહાજાનપુર, મીરત, ચુનાર બકસર, વગેરે.

**દેશીરાજ**—રામપુર, તેહરી ને કાશી.

**બીજી હકીકત**—લોઢાની તથા સુરાખારની ખાણો, ઇમારતી લાકડાં, ચા ને દેવદાર માટે પ્રખ્યાત છે.

---

## ૧૦ અયોધ્યા.

**હદ**—ઉત્તરે નેપાળ ને બાકીની બાજુએ વાવ્યપ્રાંત છે.

**ભાગ**—૧ ફૈઝાબાદ. ૨ સીતાપુર. ૩ લખનોર. ૪ રાયબરેલી.

**નદીઓ**—ગંગા, રામગંગા, ગોમતી, ગોગરા ને રાપ્રી.

### શહેર.

**લખનોર**—ગોમતીને કાંઠે એમાં કમીશનર રહે છે.

**અયોધ્યા**—ગોગરા ( સરયુ ) ને કાંઠે જુનું શહેર છે. તે રામચદ્રની રાજધાનીની હતું.

**બીજાં શહેર**—ફૈઝાબાદ, રાયબરેલી, જુવાનપુર, સીતાપુર, વગેરે શહેરો છે.

**વિશેષ હકીકત**—એ પ્રાંતમાં વસ્તી ઘણી ઘાડી છે. મુખ્ય ધંધો ખેતીનો છે. એ પ્રાંત હાલમાં વાવ્યપ્રાંતો સાથે ભેળી દીધો છે.

---

## ૧૧ બંગાળા ઈલાકો.

**હદ**—ઉત્તરે નેપાળ, સિકિમ, ને આશામ પ્રાંત, પૂર્વે આસામ

ને બ્રહ્મદેશ. દક્ષિણે બંગાળી ઉપસાગર ને મદ્રાસ ઇલાકો. પશ્ચિમે મધ્યપ્રાંતો, રેવાનું દેશી રાજ્ય ને વાય્યપ્રાંતો છે,

**ભાગ**—૧ બંગાળા. ૨ બહાર. ૩ ઓઢીઆ ( ઓરીસા ). ૪ છોટાનાગપુર.

**પર્વત**—હિમાલય, રાજમહેલના, છોટાનાગપુરના, ને ઓઢીઆના ડુંગર

**નદીઓ**—ગંગા, બ્રહ્મપુત્રા, ગોગરા, શોણ, ગંડકી, કુશી, દામોદરા, બાગીરથી, હુગલી, બ્રાહ્મણી, વૈતરણી, સુવર્ણરેખા, ને મહાનદી. ( હુગલી ને બાગીરથી એ ગંગાના ફાટા છે.

**સરોવર**—ચિલકા.

**અખાત**—બંગાળાનો ને બાલાસોરનો.

**ભશિર**—પોઈંટ પલમૈરા.

## શહેર.

**કલકત્તા**—એ ભરતખંડની રાજધાનીનું શહેર હુગલીના કાંઠા ઉપર છે. એમાં લેફ્ટેનેન્ટ ગવર્નર તથા ગવર્નર જનરલ રહે છે.

**ધાકા**—બ્રહ્મપુત્રાના કાંઠાપર, મલમલ, કાપડ ને સાબુને માટે પ્રખ્યાત છે.

**મુર્શીદાબાદ**—એ રેશમી કાપડ, હાથીદાંત ને સોનારૂપાનાં બાસણને માટે પ્રખ્યાત છે.

**પટણા**—એ ગંગાને કાંઠે બહાર પ્રાંતનું મુખ્ય શહેર છે.

**કટક**—ઓઢીઆ પ્રાંતનું મુખ્ય શહેર મહાનદીના કાંઠાપર છે.

**જગન્નાથપુરી ને ગયા**—એ જાત્રાનાં ઠેકાણાં છે.

**મોંગીર**—એ ગંગાના કાઠા ઉપર સુતાર અને લુહાર કામને માટે પ્રખ્યાત છે.

**બીજાં શહેરો**—બરદ્વાન, હુગલી, રાજમહાલ, બરાખપુર પ્લા-

સી, ચિનસુરા, દીનાજપુર, રાણીગંજ, ભાગલપુર, બહાર, વગેરે.

**બંદર**—કલકત્તા, મતલા, ચિતાગોંગ, કટક, બાલાસોર ને જગન્નાથપુરી.

**દેશીરાજ**—સિક્કિમ, કુચબીહાર, ને દરભંગા વગેરે.

**બીજી હકીકત**—આ ઇલાકો ભરતખંડમાં સૌથી મોટો છે. સ્લેટના પથ્થર દારજીલીંગ પાસેના ડુંગરમાંથી નીકળેછે, વળી રાણીગંજ શહેર પાસે લોઢાની ખાણો છે. તથા કેટલેક ઠેકાણેથી કોયલા નીકળે છે.

---

## ૧૨ આશામ.

**હદ**—ઉત્તરે ભૂતાન, ને કેટલાંક પહાડી સંસ્થાન, પૂર્વે બ્રહ્મદેશના ડુંગર, મણિપુર અને પહાડી સંસ્થાનો, દક્ષિણે તથા પશ્ચિમે બંગાળા.

**પર્વત**—નાગ, જીનતેહ, ખાસ્યા, ગારો ને તિપરાના ડુંગર.

**નદીઓ**—બ્રહ્મપુત્રા.

### શહેર.

**ગોહતી**—એ આ પ્રાંતની રાજધાનીનું શહેર, બ્રહ્મપુત્રાના કાંઠાપર છે. એમાં ચીફ કમીશનર રહે છે.

**બીજાં શહેર**—તેજપુર, કાચાર ને સિલહટ વગેરે.

**બીજી હકીકત**—આ પ્રાંતમાં વરસાદ બહુ વરસે છે. ચેરાપંજીના ડુંગરમાં તો ત્રણ માળ ડુબી જાય એટલો બધો વરસાદ વરસે છે. તથા તેનાં જંગલોમાં હાથી ઘણા હોય છે. તેમજ લોઢાની અને કોયલાની ખાણો પણ કેટલેક ઠેકાણે છે. ચા, રબર થાય છે. તેમજ આશામની ભેંસો વખણાય છે.

---

## ૧૩. સ્વતંત્ર પહાડી રાજ્ય.

**ભાગ**—૧ નેપાળ. ૨ ભુતાન. ૩ બીજાં નાનાં રાજ્ય.

૧ **નેપાળ**—એની ઉત્તરે હિમાલય ને પેલી તરફ ટિબેટ. પશ્ચિમે વાવ્ય પ્રાંત. દક્ષિણે વાવ્ય પ્રાંત, અયોધ્યા ને બંગાળા. પુર્વે સિક્કિમ છે.

**નદી**—કુશી ને ગોગરા.

**હિમાલયનાં શિખર**—એવરેસ્ટ, ધવલગિરિ, કાચીનગંગા.

**ખટમંડુ**—એ રાજધાનીનું શહેર છે.

૨ **ભુતાન**—એ આસામ ને ટિબેટની વચ્ચે પહાડી રાજ્ય છે. એનું મુખ્ય શહેર **ટયાસીટચુડન** છે.

૩ **નાનાં રાજ્યો**—આસામની ઉતરે ને બંગાળાની પુર્વે આવેલાં છે. તેમાં **મણિપુર** અંગ્રેજ સરકારને તાબે છે.

**બીજી હકીકત**—એમાં બૌદ્ધ ધર્મ ચાલે છે. નેપાળના લોક ગુરખા કહેવાય છે.

## ૧૪. પોર્તુગીઝ ને ફ્રેંચનાં સંસ્થાન. ( છૂટાં છૂટાં છે. )

### ૧ ફ્રેંચનાં.

**પાંડીચેરી**—રાજધાનીનું શહેર મદ્રાસની દક્ષિણે, તેમાં ફ્રેંચ ગવરનર રહે છે. ૨ **ચંદ્રનગર** ( કલકત્તાની ઉત્તરે ) ૩ **યાનાન** ( ગોદાવરીના મુખ આગળ ) ૪ **કારીકલ** ( પાંડીચેરીની દક્ષિણે ૫ **માહી** ( મલબાર કાંઠે. )

### ૨ પોર્તુગીઝનાં.

૧ **ગોવા**—એ મુખ્ય શહેર. તેમાં તેમનો ગવરનર રહે છે. એ સિવાય **દીવ, દમણ.**

## સિંહલદ્વીપ—( લંકા. )

આ બેટ અંગ્રેજ સરકારની હકુમત નીચે છે. ભરતખંડના ગવરનર જનરલની સત્તા નીચે નથી. મહારાણી વિકટોરીયા તરફ-થી ઇલાયદો નીમાએલો ગવરનર ત્યાં અમલ ચલાવે છે.

**નદીઓ**—મહાવીલી ગંગા, કાવાની ગંગા ને કાલુગંગા.

**બંદરો**—કોલંબો પોઇંટદીગાલ, ત્રીંકોમાલી, ને પોઇંટપેદ્રા એ મુખ્ય છે.

**કોલંબો**—એ મુખ્ય શહેર પશ્ચિમ કાંઠા ઉપર છે તેમાં ગવરનર રહે છે.

**કાંદી**—એ મધ્ય ભાગમાં દેશી રાજની રાજધાનીનું મુખ્ય શહેર છે.

**વિશેષ હકીક્ત**—આ બેટમાં તેજાના, હાથીદાંત ને મોતી નીપજે છે, ને ત્યાંના જંગલોમાં હાથી થાય છે.

---

## જમીનના ભાગની વાખ્યાઓ.

**ખંડ**—જે જમીનના મોટા ભાગમાં ઘણા ખરા દેશ આવેલા હોય તે.

**બેટ ( દ્વીપ )**—જમીનના જે ભાગની ચારે દિશાએ પાણી હોય તે.

**દ્વીપકલ્પ**—જે જમીનની ત્રણે બાજુએ પાણી ને એક બા-જુએ જમીન હોય તે.

**સંયોગીભુમી**—જમીનના બે મોટા ભાગને સાંધનારો જ-મીનનો સાંકડો ભાગ.

**ભુશીર ( કેપ )**—જમીનની અણી લાંબી થઈ સમુદ્રમાં ગ-યેલી હોય તે.

**ડુંગર**—જમીન ઉપર જે મોટા ટેકરા હારબંધ આવેલા હોય તે.

**પર્વત**—ઊંચા ને મોટા ડુંગર હારબંધ હોય તે.

**ખીણ**—પહાડોની વચ્ચે આવેલી નીચાણની જમીન.

**ઉચ્ચપ્રદેશ**—પહાડ ઉપર આવેલી સપાટ જમીન

## પાણીના ભાગની વાખ્યાઓ.

**મહાસાગર**—ખારા પાણીનો ઘણોજ મોટો ભાગ હોય તે.

**સમુદ્ર, દરિયો કે સાગર**—મહાસાગરથી નાનો ખારા પાણીનો ભાગ.

**અખાત**—સમુદ્રનો ફાંટો લાંબો થઇ જમીનપર ગયેલો હોય તે.

**ઉપસાગર**—પહોળા મોઢાનો અખાત.

**સામુદ્રધુનિ**—પાણીના બે મોટા ભાગને સાંધનારો પાણીનો નાનો ભાગ.

**સરોવર**—પાણીના જે ભાગની ચારે તરફ જમીન હોય તે.

**નદી**—મીઠા પાણીનો પ્રવાહ પર્વત અગર સરોવરમાંથી નીકળી હળતી જગામાં થઈ બીજી નદી અગર સમુદ્રને મળે છે તે.

**ખાડી**—સમુદ્રને મળતા પહેલાં ભરતીનું પાણી માંહે આવે એવું નદીનું પહોળું મુખ.

**નદીનું મુળ**—જે જગાએથી નદી નીકળે તેને મૂળ કહે છે.

**નદીનું મુખ**—નદી જે જગાએ સમુદ્રને મળે છે તે મુખ કહેવાય છે.

**સંગમ**—એક નદી બીજી નદીને જે જગાએ મળે છે તે જગા.

**સમાપ્ત.**

# જાહેર ખબર.

આ ચોપડીની હજારો પ્રત ખપી જવાથી અગિયારમી આવૃત્તિ થઈ તેથી માલમ પડશે કે આ ચોપડી કેટલી ઉપયોગી છે. અમે લોભ ન રાખતાં કીંમત ઘણી સસ્તી રાખી છે.

## અમારી તરફથી બહાર પડેલી ચોપડીઓની વિગત.

| | |
|---|---|
| મુસલમાની વખતનો હિંદુસ્તાનનો ઇતિહાસ. | ૦-૨-૦ |
| હિંદુસ્તાનની ભૂગોળ. | ૦-૧-૦ |
| મુંબાઇ ઇલાકાની ભૂગોળ ગૂ. ઇતિહાસ સાથે. | ૦-૧-૬ |
| કાગળ તથા દસ્તાવેજના નમુના. | ૦-૧-૩ |
| મિડલ સ્કોલરસીપ પરીક્ષાના સવાલ સન ૧૮૯૧ થી ૧૮૯૮ સુધીના. | ૦-૧-૦ |

## મળવાનાં ઠેકાણું.

**અમદાવાદ**—તમામ બુકસેલર પાસેથી.

**નોકારા તા. ભરૂચ**—શા. મથુરદાસ બહેચરદાસ પાસેથી.

**ઉવારસદ**—શા. મોતીલાલ મહાશંકર પાસેથી.

**કપડવણજ**—શા. પ્રેમચંદ બહેચરદાસ પાસેથી.

કમીશન દશ ઉપર રાખનારને સાડાબાર ટકા અને પચીસ ઉપર રાખનારને વીશ ટકા. ટપાલ ખર્ચ માફ. નોટપેડ કાગળ લેવામ આવશે નહિ. પોસ્ટની ટીકીટો અગર મનીઓર્ડરથી નાણાં મોકલવા

**અમદાવાદ** ઢાળની પોળ. } **માણેકલાલ કેશવલાલ.**